# એક વિનોદ વાર્તા.

## કંટાળો આપવાની કળા

અમારા એક મિત્ર. એમને માઈક પકડવાનો અને એમની વાણીનો અવિરત ધોધ વરસાવવાનો શોખ. જ્યાં જાય ત્યાં, મોકો મેળવી માઈક હાથમાં લઇ અને પ્રોગ્રામનું સંચાલન પોતાના હાથમાં લઇ લે. અમારા અન્ય મિત્રને ત્યાં સગાઈનો પ્રસંગ હતો, અને એંકરિંગ માટે શહેરની જાણીતી મહિલા એન્કરને મોટી ફી આપી બોલાવવામાં આવી હતી, હજુ શરૂઆત જ થઇ હતી અને અમારા પરમ મિત્ર શ્રી શ્રી માઈકચુમ્બક સ્ટેજ પર પહોંચી ગયા અને કહ્યું, “મારે આ પ્રસંગે ભેગા થયેલા અંગત સ્વજનોને એક ખાસ સમાચાર આપવાના છે, માટે પ્લીઝ માઈક આપો”. આ સાંભળી પેલા એન્કર બહેને તો ભોળા ભાવે માઈક અર્પણ કરી દીધું અને આપણા ખાસ શ્રી શ્રી માઈકચુમ્બકજી અવિરત અપ્રસ્તુત વાતોના પ્રવાહ વરસાવતા પોતાની જાતને ભૂલી, સ્થળ અને સમય ભૂલી સ્ટેજ પર ચોંટી ગયા. અને શ્રોતાઓને એમની અદભુત  વાણી સંભળાવવા લાગ્યા. પણ, એ શું કહે છે એનો સંદર્ભ શ્રોતાઓ શોધવા લાગ્યા. બધું માથા ઉપરથી જતું હતું.  બિચારા પેલા એન્કર બહેન વારેવારે ઈશારો કરી શ્રી શ્રી માઈકચુમ્બકજીનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે, પણ એ ઈશારા તરફ ધ્યાન કોણ આપે? એ તો પેલા અર્જુન જેવા, હાથમાં માઈક આવ્યા પછી એમને તો ફક્ત શ્રોતા દેખાય. અને થોડીવારમાં શ્રોતાઓમાં કંટાળાનો ભાવ પેદા થયો, અને યજમાનના આમંત્રણની રાહ જોયા વગર આપમેળે બાજુમાં મુકેલા સ્વ-ભોજનનો આનંદ લેવાની શરૂઆત કરી દીધી અને જમી ને આગળ સોફા પર બેસેલા યજમાનને ભેટનું પરબીડિયું પકડાવી નીકળવા માંડ્યા. અને સગાઈનો પ્રસંગ

જે દીકરી અને જમાઈ માટે હતો એમને તો કોઈ સ્ટેજ પર જોઈ શક્યું જ નહિ. અમારા આ શ્રી શ્રી માઈકચુમ્બકજી મરણના પ્રસંગે પણ મૃતક વિષે એવી અવનવી વાતો કરે જે અંગે મૃતકના પરિવારજનોને પણ ખબર ના હોય! અમારા શ્રી શ્રી માઈકચુમ્બકજી તાજા જન્મેલા બાળકથી લઈને સો વર્ષના વયોવૃદ્ધને જાણતા હોય અને એટલું જ નહિ એમની સાત પેઢી અંગે પણ જાણતા હોય એ રીતે એ રજૂઆત કરતા. ક્યારેક, શ્રી શ્રી માઈકચુમ્બકજી માઈક લઈને શૉકસભામાં કશુંક કહેવા ઉભા થયા હોય તો આપણે કથામાં બેઠા છીએ કે પ્રાર્થનાસભામાં એ નક્કી કરી શકાય નહિ. હા, એક ઠોઠ શિક્ષક તરીકેનો એમનો બાળકોને ભણાવવાનો લાંબો અનુભવ હોઈ, દરેકને બાળક સમજી એકની એક વસ્તુ ધીરજપૂર્વક વારંવાર દોહરાવી પોતાની વાત શ્રોતાના કાને ઉતારવા મજબૂત પ્રયત્ન કરતા, પણ એમની વાત કદાચ શ્રોતાઓના ગળે ઉતારી શકતા નહિ. આમ, સ્વભાવે ભોળા અને વિસ્તૃત કલ્પનાશક્તિવાળા અને પોતાની વકતૃત્વ કળાને દરેક જગ્યાએ જાહેર કરવાની ઈચ્છા રાખનાર એવા અમારા શ્રી શ્રી માઈકચુમ્બકજી નજીકના મિત્રવૃંદના દરેક પ્રસંગે પ્રગટ થઇ જતા હોય છે. એમની હાજરીનો એક ફાયદો એ થયો છે કે પ્રસંગ શ્રોતાઓની મરજીથી સમય પહેલા પૂરો થાય છે, એન્કર રાખવાની મુર્ખામી હવે અમારા મિત્રવૃંદમાં કોઈ કરતુ નથી. અને કેટરર્સને ખાસ પૂર્વ સૂચના આપવામાં આવે છે કે યજમાનને પૂછ્યા વગર ભોજન ટેબલ પર મૂકવું નહિ. અને યજમાન જયારે કંટાળે અથવા લાગે કે મહેમાનો કંટાળ્યા છે ત્યારે માઈકની વ્યવસ્થા આપનારને કહેવામાં આવે છે કે સિસ્ટમનો પાવર કાપી નાંખ અને આમ કરીને શ્રી શ્રી ની વાણી પર વિરામ મુકવામાં આવે છે. પણ, આવા અમારા ભોળા શ્રી શ્રી

માઈકચુમ્બકજી દરેક પ્રસંગમાં અચૂક હાજરી આપે, એમને આમંત્રણ ના મળ્યું હોય તો એમ માની લે કે બિચારો યજમાન કામના બોજમાં કહેવાનું ભૂલી ગયો હશે. ભલે, એવી ભૂલ થાય પણ મન મોટું રાખી જવું તો પડે જ. અને આમ અમારા શ્રી શ્રી માઈકચુમ્બકજી ખુબ જ વિશાળ હૃદયના છે. અને આવા પ્રેમાળ શ્રી શ્રી માઈકચુમ્બકજી થી પ્રભાવિત થઇ બે-ચાર નવા નમૂના પણ તૈયાર થઇ ગયા છે, અને એમનું લક્ષ્ય ભાવિ શ્રી શ્રી માઈકચુમ્બકજી થી સવાયા બનવાનું છે. ભગવાન એમની ઈચ્છા પૂર્ણ કરે!

આ લેખ વાંચવાથી કંટાળો ઉપજ્યો હોય તો સો વખત "શ્રી શ્રી માઈકચુમ્બકજીને નમઃ" નામક જાદુઈ મંત્રનો જાપ જપી લેશો તો કંટાળો દૂર થઇ જશે. અમારા શ્રી શ્રી માઈકચુમ્બકજી કહે છે કે કંટાળો એવા લોકોને જ આવે જેમની શ્રોતા તરીકે એક શ્રેષ્ઠ વક્તાને સાંભળવાની ક્ષમતા ઓછી હોય છે...

- જયેશ નીલમ શાહ